## ૯૭

ચલ ઉઠ, જીવ ! પ્રપંચપાસલાથી દૂર થા ;
સંસારીઓના સ્નેહ તે તમામ પાસલા.

જો ને ! રૂધિરઝરણ રોમરોમથી ઝર્યાં,
તપાસ પોથી પાછલી, એ પૂર ઓસર્યાં.

રડી રડીને નીર જેહ નયન ફોડિયાં,
એ સ્નેહી સ્નેહદેશથી શું દૂર ના ગયાં ?

તપાસ દૂર દૂર, જો અનંતતા મહીં,
ખાખ સ્નેહ, સ્નેહ ખાખ, કંઇ બીજું નહીં.

નિહાળ પૂર્ણપ્રેમ કૃષ્ણચંદ્ર, એ પ્રભુ
અખંડ વિરહમાં વહાવી ગોપિકા સહુ.

ચોળ સ્નેહખાખ સદાશિવના સમી.
નિજ સ્વરૂપ માંહિ ત્રિભુ ! જા હવે શમી.

## ૯૮

સાચો સંબંધ પરિબ્રહ્મનો માનો, મનવા હમારા !
અન્ય સંબંધે દુઃખ છે, વ્યર્થ જન્મગુજારા ;
સાચો સંબંધ પરિબ્રહ્મનો.

સુખનો બેલી સસાર આ ઘણું તુજ પાસ નાચ્યો,
ગચ્યો બહુ એના રૂપમાં, જ્યારે હતો મોહપાસો ;
સાચો સંબંધ પરિબ્રહ્મનો.

પરમ સ્નેહનો માર દેશીડા! જાતો હૃદયની પાર ;
એ પર હઇડાં ઝીલે નહીં ;
દેશીડા રે ! શું સમજાવું ?

ચાતક અમારાં ઉર, દેશીડા ! સાત સાયરનાં પૂર
એ પૃથ્વીવરસ્યાં પીએ નહીં ;
દેશીડા રે ! શું સમજાવું ?

અનળ પક્ષીની હાર દેશીડા! ચઢી ગગન મોઝાર,
ઉંચે ચઢી ઉતરે નહીં ;
દેશીડા રે ! શું સમજાવું ?

હારલ પકડ્યો દડ, દેશીડા ! પરમ સ્નેહનો દંડ,
એ મરતાં સુધી મૂકે નહીં ;
દેશીડા રે ! શું સમજાવું ?

સતી થઇ તૈયાર પતિ સંગ સંચરવા એક વાર,
વાળી પાછી વળે નહીં ;
દેશીડા ! રે શું સમજાવું ?

શુદ્ધ ક્ષત્રિયનાં બાળ ભરંતા પ્રબળ અરિદળ ફાળ,
પગ પાછો કદી કરે નહીં ;
દેશીડા રે ! શું સમજાવું ?

ચઢી સાગરની લહેર, દેશીડા ! સુરાસ્નેહની લહેર,
ત્રિશુ આઠ પ્રહર ઉતરે નહીં ;
દેશીડા રે ! શું સમજાવું ?

## ૯૭

અલ ઉઠ, જીવ ! પ્રપંચપાસલાથી દૂર થા ;
સંસારીઓના સ્નેહ તે તમામ પાસલા.

જો ને ! રૂધિરઝરણુ રોમરોમથી ઝર્યાં,
તપાસ પોથી પાછલી, એ પૂર ઓસર્યાં.

રડી રડીને નીર જેહ નયન ઢોળિયાં,
એ સ્નેહી સ્નેહદેશથી શું દૂર ના ગયાં ?

તપાસ દૂર દૂર, જો અનંતતા મહીં,
ખાખ સ્નેહ, સ્નેહ ખાખ, કંઇ બીજું નહીં.

નિહાળ પૂર્ણપ્રેમ કૃષ્ણચંદ્ર, એ પ્રભુ
અખંડ વિરહમાં વહાવી ગોપિકા સહુ.

ચોળ સ્નેહખાખ સદાશિવના સમી,
નિજ સ્વરૂપ માંહિ નિભુ ! જા હવે શમી.

## ૯૮

સાચો સંબંધ પરિગ્રહનો માનો, મનવા હમારા !
અન્ય સંબંધે દુઃખ છે, વ્યર્થ જન્મગુજારા ;
સાચો સંબંધ પરિગ્રહનો.

સુખને ખેલી સંસાર આ ઘણું તુજ પાસ નાચ્યો,
રાચ્યો બહુ એના રૂપમાં, જ્યારે હતો મોહપાસો ;
સાચો સંબંધ પરિગ્રહનો.

બાજી બધી બગડી ગઇ, આથમી સર્વે આશા,
રેળાઇ રમતે રાખમાં, સુખના પડ્યા તને સાંસા ;
સાચો સંબંધ પરિગ્રહનો.

દુઃખના દહાડા દોહ્યલા, કોઇ બેલી ન, બંધુ !
સાવ અકેલો તું હવે, વછુટી ગયું વિશ્વ સંધું ;
સાચો સબંધ પરિગ્રહનો.

આવ્યો'તો જગતમાં શું લઇ ? જાશો શું લેઇ સંગે ?
અધવચ ઉદ્ધતું પડી રહે, ઉતારો એનો રાગે ;
સાચો સબંધ પરિગ્રહનો.

સુખદુઃખ ફરતી છાંયડી, મીઠો-કડવો એ મેવો ;
પ્રભુઇચ્છા વિભુ ! જે મળે પ્રેમે પ્રાસી તે લેવો ;
સાચો સંબંધ પરિગ્રહનો.

## ૪૯

સુખસંયોગ મોદપ્રમાદને વધારતો,
જીવનને જડતાની સંગે જોડાવતો.

જો તપાગી આસપાસ, ક્ષુલ્લક જીવ આ
સુખના સંયોગ થકી બ્હેકતા બધા.

મદ ગરૂરી માન અભિમાનના ભર્યા
નિજ સમાન અન્ય દીનને ન લેખતા.

ન લેખતા ઉવેખતા ને રંજતા સદા,
દિલ ગરીબને ઊંડાણે આગળ મૂકતા.

ગરૂરીને હા ! સુખખાંચુ નિજ કરે લઇ
નિજ નયનમાં ભોકતી શું તે દીઠી નથી ?

દીઠા નથી શું ધર્મ–સત્ય–સ્નેહપંખીડાં
સુખકરવતથી પાંખ કાપી પંગુ થઇ જતાં ?

આપતા વ્યાયામ હાથને પરાર્થ જે,
સુખથી હાથહીન બન્યા શું દીઠા ન તેં ?

આત્મરૂધિર દિવ્યનાડમાં જે વહેતું'તું,
સુખથી શ્યામ ને પિશાચી ના બની જતું ?

વિધિની ભાગ્યરેખ ઉત્તમતાની દુઃખની
સુખનાં તિમિરથી ભૂંસાતી શું દીઠી નથી ?

હરામી સુખથી ઘાત એમ નિજનો જે કરે,
એ સુખલોક તજી નિત્ય રહે દુઃખના દરે.

## ૫૦

અહો વિપત્તિઅગ્નિ ! વિરહીશિર પડો વધુ ;
ઉર વિશુદ્ધ થાય એથી આ વધુ વધુ.

દુઃખની પરંપરા મહીં વિરહી જે તપે,
એહ અચળ આર્દ્રતાની શુદ્ધિ મેળવે.

આ દેહને જે દુઃખઅગન દાહ લાગતાં,
એ જ્વાળ સદા આત્મ કેરાં કુંદન તાવતાં.

મહાન ઇંદ્રિયદમનથી જે દમ સધાય છે,.
મહજમાં તે દમ વિરહે સિદ્ધ થાય છે.

અવિચ્છિન્ન યત્ન યોગી યોગ માંહી આદરે,
કંઇક કાળે વૃત્તિવેગ એહનો શમે ;

એ જ શમન વૃત્તિઓનું નિત્ય સહજમાં
થાય છે વિપત્તિના આઘાતમાં, સખા !

ભૂખ ઠંડ તાપ શરીરમાં ન લેખવે,
તિતિક્ષાની કોઇ વિરલ ભૂમિ એ ચડે.

અર્ધમિલિત દૃષ્ટિએ સ્વરૂપમાં સ્થિતિ
જન્મજન્મ યત્ન પછી થાય યોગીની ;

એક ધ્યાન રાત્રિદિન વિરહયોગીનાં,
અનિમિષ નયન એકદૃષ્ટ સ્નેહીનાં.

બ્રહ્માંડમાં યે દુઃખના જો દવ વધી જલે,
પાપઅંધકાર બાળી આત્મ ઉજ્જવળે.

૫૧

અંતરની વિભૂતિ વિપત્તિની સહે વરી ;
મરદની મરદાઇ આફતની સહે વરી.

દુઃખ તો સદાય જન્મપત્રીમાં લખ્યું,
કોણ એહ જેનું શિર દુઃખને ના નમ્યું ?

જન્મ મરણ વિપત્તિ એ નિયમ નિત્યનો,
અન્યાય એહ ગણિ જે કેમ માનવો ?

અચ્યુત કૃષ્ણબોધને જરા વિચાર તું,
યત્નમાં દ્રવતું જીવન ન ઉન્નત થાય શું?

તવ દૃષ્ટિની તમામ સૃષ્ટિ દ્રવ્યથી ભરી,
હોમાય નૂતન નૂતન દેહથી ફરી ફરી.

ફરી ફરી વિશેષ વિભૂતિ ધારી ઉઠતાં,
તનમને તમામ બંધુ ! જીવ ખીલતાં.

ખીલવાની અવધિ પ્રભુત્વે ભજ્યે થતી,
અનંત જીવનમુક્તિ એ જ સર્વની ગતિ.

નિશ્ચિત રહે તું, સ્થૂલતાનો નાશ એ નથી,
પલટાય ઉચ્ચતા મહીં તમામ વિભૂતિ.

દર્દ ગમી દુઃખ-જીવનના વિકાસ એ ;
સમજ સમજ, રહમ રહીમની મહાન એ.

ઉઠ, દિલ ! ઉઠ, શોક બન આપત્તિમાં,
વિભુ પ્રભુત્વ વરસે જો ! શિરે વિપત્તિમાં.

## ૫૨

મહેમાન રાજહંસ એક દિન થઇ ગયો ;
પ્રસારી પ્રેમધર્મ પંખી ગાળતો ગયો.

સુંદર પુનિત દૃષ્ટિ એણે એવી તો કરી,
હમારૂં ચમન તે દિનોથી સહુ ગયું ફરી.

તે દિનોથી આભલાંની માળ ગઇ ઉડી,
જાગી રહી છે દિવ્ય રોશની હમેશની.

કાંટા અને શૂળો હતાં, તે સહુ ગયાં તજી,
સુગંધ ભર્યાં સુમન ઉભાં સ્વાગને સજી.

ગ્રીષ્મઝાળ શો અનિલ આવતો'તો જે,
તે દિનોથી નિત્ય ત્યાં વસંતબ્હાર છે.

તૂટક તૂટક ઝરણુસેર ઝીણી ચાલતી,
અસ્ખલિત વ્હેણુ વહેતાં એનાં ત્યારથી.

અધરથી અગાર તણાં ઝાપટાં ઝરે,
તે દિનોથી સુગંધ ભર્યાં ફુલડાં ખરે.

અન્યોન્ય વૈરથી વિહંગ જોદ્ધ બાઝતાં,
મિલાવી પાંખે પાંખ–શ્વાસેશ્વાસ જોડતાં.

તે દિનોથી ત્રાસ તો યમદંડનો ગયો,
અભય પ્રભુવ્હેણુ માંહી ન્હાઉં છું વહ્યો.

તે દિનોથી રાગલાગ સહુ ગયો ભૂલી,
સઘન બ્રહ્મ સમરસે વિભુ ગયો ડૂબી.

૧

નહીં દઉં તકલીફ તને હું હવે, હરિ !
કર્મભોગ ભોગવતો જાઉં છો મરી.

બાનાની પત રાખવાનું ના હવે કહું,
અડગ વ્રતથી મ્હારા નહીં કદી ચળું.

છોને શિરે વ્યોમ આ અથાગ તૂટતું,
છોને પૃથ્વિ ફાટીને પાતાલ ડોલતું.

છોને ઉછળી ઉદધિ મુજ બ્રહ્માંડ બોળી દે,
છોને મારી સૃષ્ટિ પ્રલયનીરમાં ડૂબે.

બહુ થયું, નહીં હવે પોકાર પાડું હું,
આ કાળજાના ઘાવ તે નહીં બતાવું હું.

ભલે ને મર્મમર્મમાં એ ઘાવ દાહ દે,
ભલે ને લૂણ એહમાં સહુ દુશ્મનો મૂકે.

ગમી ન હોય ભાવિબાણ ઘોર વાગતાં,
સ્વીકારી એ આગાહી સંધી દેહ ધારતાં.

પ્રભુનો લેશ પ્રેમ જીવ ઉપરે થતાં,
પરમ સત્યની ભણી એ પાવ ધારતાં.

અનંત જન્મની કૃતિ એ માર્ગમાં નડે,
કર્મ કેરૂં ઋણ જીવને સદા ચઢે.

ચહુપાસ કર્મભઠ્ઠી આ બ્રહ્માંડમાં તપે,
તપસ્વીઓનું કર્મ એની ખાખ સહ ખપે.

રાગત્યાગથી વિમુક્ત એમ જે થતા,
પરમ પ્રેમના સોપાન પર તે મ્હાલતા.

વ્હાલા! સુર ને અસુર ન એક રે,
બગલા હંસલા સરખા ન લેખ રે,
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટાં એ જી. ટેક.

અમરો અમૃતને પીએ રે, પિચાશ કરે લોહીપાન;
એકનું આગાર તેજમાં, અંધારામાં બીજાને આરામ રે;
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટાં એ જી.

ઉદયકળા અર્કની થતાં રે કુમળાં કમળો ઉઘડંત,
ઉલૂક તો અંજાઇ જઇ આંખે થઇ જતાં મૂળગાં અંધ રે
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટાં એ જી.

વરસે સ્વાતીનાં બિંદુડાં રે, છીપને મુખ મોતી થાય;
જાલિમ ઝેર એનાં જામતાં નવકુળ નાગના કંઠની માંય
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટા એ જી.

મેંડુક કમળમળે રહે રે કરતાં કાદવનો આહાર;
ભમરા ભોગી સુવાસના પેશી અંતર પીએ અમીધાર રે;
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટાં એ જી.

ઝવેરી જૂવે બેમૂલ હીરલો રે, મૂર્ખ બિલોરે મોહાય,
એરણઘાવ હીરલા ઝીલે, બિજુ કાચ ટકોરે તૂટી જાય રે
વ્હાલા! નુગરાં સુગરાંથી ઉલટાં એ જી.

૨

જટિલયોગમાં હજી હું મન ગળે નહીં;
ત્રિવિધ તાપઝાળથી હું દિલ છૂટે નહીં.

ઝંપલાવું છું અનાદિ ઘોર તિમિરમાં ;
તિમિર જાણું, તો ય આંખથી છૂટે નહીં.

જાણી બૂઝી બલા સ્વીકારી મૂર્ખતા એવી,
એ જૂલમી પાસલાથી બચું એ બને નહીં.

ઝહરજામ સૃષ્ટિસ્નેહના તમામ આ ;
શરાબી એ હજી ઉરેથી કાં ફીટે નહીં.

આ સૃષ્ટિ કશી ! દૃષ્ટિરંગની એ કલ્પના ;
એ ગૃડબંધ વિષમ, હજી કાં છૂટે નહીં !

આ અહમ્ કોણ ! જેહ જાદુખેલની સમો
ઉઠ્યો અનાદિ, દુઃખદ કાં હજી શમે નહીં ?

વિવેક વારવાર હા ! બ્રહ્માસ્મિ બોધતો ;
ભીતર ભેદગ્રન્થી કાં હજી છૂટે નહીં ?

શ્રુતિ વેદની વિલોકી-બ્રહ્મબોલ ગંભીરા
જાગે, તથાપિ ઉર કેમ શાંતિ એ નહીં ?

અજપ્યા જાપ એહના હું જીવનભર જપું,
અખંડ એક લગન એહ જામે કાં નહીં ?

અષ્ટાંગ યોગ સિદ્ધ સમો સાધતો રહું,
કદી સમાધિ ના છૂટે, એ કાં બને નહીં ?

૪

ઉઠો ઉઠો, આંખડી ઉઘાડો, મન ઘેલા !
નીંદઘેનમાંથી જાગો-જાગોને સવેળા ;
ઉઠો ઉઠો.

જુગ કાંઇ ગયા નીંદઘેન માંહિ વીતી,
જનમ જનમ પશુવત્ પોખી પ્રીતિ ;
ઉઠો ઉઠો.

પશુ કેરા દેવ કરી પશુ તું પૂજારો ;
એવું વ્હાલ ક્રુરક્રુર જમડાનો મારો ;
ઉઠો ઉઠો.

મરત ફકીર ! સતની કર દૃઢ પ્રતીતિ ;
જૂઠ્ઠા જમાનાથી થા અલગ, અતિથિ !
ઉઠો ઉઠો.

૫

બસ ! આજથી પિશાચ ! તમે લ્યો ને રૂખસત ;
અનંત કાળના અરિઓ ! લ્યો ને રૂખસત.

દિલલગી તમારી સંગ ન હોય કોઇ દિન ;
પ્રેમધર્મના અરિઓ ! લ્યો ને રૂખસત.

પ્રપંચ અગનથી ભરી એ ઝાળ જગતની !
આ સુમનદિલ માહરાથી લ્યો ને રૂખસત.

જ્વલંત ઝહર વર્ષનારી વ્યાળસર્પિઓ !
હું ચંદન કેરે કાળજેથી લ્યો ને રૂખસત.

કિરાતિયંત્રના સમા મધુર મંત્ર ઓ !
હું દીન મૃગલાથી તમે લ્યો ને રૂખસત.

ચમન હમારૂં ચારૂ સદા સૂર્યચંદ્રથી,
ઓ ગ્રહણ–રાહુ એહના ! તમે લ્યો ને રૂખસત.

કુમળાં હમારાં દિલ, અનિલલહર ના સહે ;
ત્યાં વજ્રગોળી મારનાર ! ક્યોને રૂખસદ.

હમારા કોટિક જન્મના ઓ કર્મરાશિઓ !
આ ઉરની બળતી સગડી ! તમે લ્યો ને રૂખસત.

## ૬

પ્રકૃતિની પાઠશાળા આ, સુહૃદ ! સત્શાસ્ત્ર ના એમાં;
બુરાઇના બધા ગ્રંથો, નથી પ્રભુતા કશી એમાં.

અરે ! વેદાંતનાં વાક્યો તને રૂચે, નથી તે ત્યાં ;
ન ઉમદા જીંદગાનીના સુહૃદ ! સદ્‌ભાવ કંઇ એમાં.

નથી એ દેવની લીપિ, નથી ગાયત્રીના મંત્રો ;
ન છાયા શુદ્ધ સત્ત્વોની સુહૃદ ! કાંઇ રહી એમાં.

અરે ! આસુરી માયાવી બધાં છે સ્વાર્થનાં સત્રો ;
ભણે એ આસુરી લોકો, ન લોભાતો સુહૃદ ! એમાં.

કરે એ ધ્યાન સ્નેહીની, જતી વિદ્વાન જોગીની,
અલૌકિક ઓલિઆઓની ; ભર્યું અજ્ઞાન એ એમાં.

અને દ્વિજની બધી દીક્ષા સરી જાતિ અમૂલી યે,
ચડે થાંડાળના રંગો, બને સૌ પ્રેત શાં એમાં.

હતા ક્ષત્રિય શૂરા સાચા, પરાર્થે જીંદગી દેતા ;
હવે નિજ અર્થને કાજે પરાયું રક્ત દે એમાં.

મનુ ભગવાનના દૈવી તૂટ્યા સદ્ધર્મના મહેલો ;
પ્રમારત આર્યની આજે સુહૃદ ! ઊંઘી વળી એમાં.

અરે ! એ આર્યનો ઉદધિ અમીનો ઉછળી ચાલ્યો ;
મહા જ્વાળામુખી નિત્યે સુહૃદ ! ભભૂકે હવે એમાં.

અરેરે ! આર્યનો ભાનુ ગયો છે અસ્ત બહુ દિનથી ;
ઉષા એના ઉદયની ના હજી તો ભાસતી એમાં.

૭

પ્રવૃત્તિનો પરાજય રે કરવો મારે કેવી રીતે ?
હાલકલોલક હૈડાં રે, જીતવાં એને કેવી રીતે ? ટેક.

શું થંભાતું ? થોભાવતા વધુ વધુ વેગે ધાર,
ઝહર તણા એ ચેપથી ચચળતા વધી જાય ;
સ્થિરતા નથી સધાતી રે, નિવૃત્તિ સાધુ કેવી રીતે ?
પ્રવૃત્તિનો પરાજય રે.

સાતે સમુદ્ર એ ચેપથી હલમલી રહ્યા હરનિશ ;
અગોઅંગ ઉછાળીને ધસે-ઢળે દશ દિશ ;
કરણુ એનું રડવું રે સુણ્યું જાયે કેવી રીતે ?
પ્રવૃત્તિનો પરાજય રે.

પ્રચંડ પ્રતાપી સૂર્યમાં દીસે પ્રવૃત્તિના ડંખ ;
ક્ષણભર ક્યંહી સ્થિરતા નહીં ઉજળે એને અંગ ;
જ્વલંત જ્વાળા વરસે રે જોઇ જાયે કેવી રીતે ?
પ્રવૃત્તિનો પરાજય રે.

એ ચેપે સંસાર સહુ પડયો બની મુડદાલ ;
એ મુડદાઓ ઉપરે ઝૂકી રહ્યાં દુ:ખઝાડ ;
જડમૂળ એનાં ઊંડાં રે ઉખેડયાં જાય કેવી રીતે ?
પ્રવૃત્તિનો પરાજય રે.

જો ને ! અનિલ એ ચેપથી ઘૂમે ચૌદ બ્રહ્માંડ ;
વિશ્વે પાંખો વીંઝતાં પરવરે પૂર પ્રચંડ ;

એને એક ખીલે રે અમર બાંધે કેવી રીતે?
પ્રવૃત્તિનો પરાજય રે.

સમુદ્ર અનિલ સંસાર ને સૂર્ય તારલાવશ,
અંતરિક્ષગણમાં નથી સ્થિરતાનો કંઇ અંશ;
તો નિરવધિ શાંતિ રે હુંમાં આવે કેવી રીતે?
પ્રવૃત્તિનો પરાજય રે.

૮

જેણે પ્રવૃત્તિનો કર્યો ત્યાગ રે,
સજી લીધો નિવૃત્તિનો સ્વાંગ રે,
વ્હાલા! જાગ્યા સોહી જાણવા એ જી. ટેક.

પીયૂષ નયણાંથી ઝરે રે, વચનોએ ફૂલડાં ડવન;
ધર્મે પદેપદ પરવરે, હૈડું પ્રેમાનંદે અંકત રે:
વ્હાલા! જાગ્યા સોહી જાણવા એ જી.

સોહંતા સમદ્રષ્ટિમાં રે, નહિ રાગ, કોઇ શું ન દ્વેષ;
મૂળે મમતા એને નહીં, નહિ નહિ કુબુદ્ધિ લવલેશ રે;
વ્હાલા! જાગ્યા સોહી જાણવા એ જી.

તનના સુખ સહુ શમી ગયાં રે, શમિયા મનના યે વેગ;
શાંતિમાં એ જામી ગયા, એને સુખદુ:ખના નહિ નેગ રે;
વ્હાલા! જાગ્યા સોહી જાણવા એ જી.

નહિ ઇચ્છાની ઉત્પત્તિ રે, કામના નહિ એને કોય;
વાસનાઊર્મિ ઉઠે નહીં, સ્થિર ઉદધિના જેવા એ હોય રે;
વ્હાલા! જાગ્યા સોહી જાણવા એ જી.

અંતર જેવું જીભે કથે રે, કથ્યાંનાં જેવાં જેનાં કૃત્ય,
ત્રિભુ એવાને ઉલ્લાસથી નિશદિન નમણું કરત રે ;
વ્હાલા ! જાગ્યા સોહી જાણવા એ જી.

વ્હાલા ! પ્રવૃત્તિને ત્યાગી
જેને નિવૃત્તિની રઢ લાગી રે,
સોહી દર્શન કરતા એ દેવના એ જી. ટક.

ઉલટી દ્રષ્ટિએ દેખતા રે, ત્રિવેણીતટ પર તાર ;
એ તારે નૃત્ય ધારીને ઉઘાડે ચૌદ ભુવનનાં બાર રે ;
સોહી દર્શન કરતા એ દેવના એ જી.

ઉલટી શ્રુતિએ સુણતા રે અનહદ પ્રભુના અવાજ ;
એ નાદે વ્યોમ વર્ષતા કાંઇ નિરખતા તારાસમાજ રે ;
સોહી દર્શન કરતા એ દેવના એ જી.

ઉલટાં મન ઉપાડતા રે, મૂકતા ત્રિવેણીની પાર ;
આદ્ય સૂષ્ટામાં ભળી જતા, જેમ લવણઉદધિ એકતાર રે ;
સોહી દર્શન કરતા એ દેવના એ જી.

અહંપદને ઉલટાવીને રે રાજાવે સુરતાની માંય ;
સુરતા સદ્‌ગુરુસાનમાં કાંઇ મેળવતાં મુક્ત થાય રે ;
સોહી દર્શન કરતા એ દેવનાં એ જી.

સ્મરણ દૃષ્ટિ સૃષ્ટિઓ રે મન બુદ્ધિ ને અહંકાર,
સકળાતીતમાં એ સહુ ત્રિભુ જમાવતા એકતાર રે ;
સોહી દર્શન કરતા એ દેવના એ જી.

## ૧૦

જેનાં ઉજ્જવળ શીલ અપાર રે,
અનુપમ રહેણી સદા એક તાર રે,
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ જી. ટેક.

તરુવર જેવાં લેખજો રે, કાપે એનાં અંગડાં યે કોય,
કહે ખણે એને ખાંતથી, આપે ફળફૂલ છાયા તો ય રે ;
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ જી.

ચંદન જેવા સ્વભાવના રે, દહે કોઈ એની પે કાય,
અનુપ સુગંધ એ આપતા, એને તાવંતાં યે સુખ થાય રે ;
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ જી.

સમેટી મેલ સહુ ભોમના રે નદીઓ સાગરને ન્હાય ;
ગરવા સાગર ગંભીર, કરી નિર્મળ સમાવે અંગ માંહ્ય રે;
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ જી.

બગલાં મારે માછલાં રે, માનવી ધૂવે મળ તીર ;
સરોવર કેરી સાધુતા, સહુને સ્નેહથી પાતાં નીર રે ;
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ જી.

નિજમાં વિકૃતિ ના જરી રે, દુ:ખ દે કોઈ પારાવાર,
ઉલટા એને ઉદારતા, ત્રિભુ જાય એ પર બલિહાર રે ;
વ્હાલા ! આતમદર્શી એ જાણવા એ જી.

## ૧૧

જેને લાગી શબ્દની ચોટ રે,
તૂટી પડિયો કુબુદ્ધિનો કોટ રે,
વ્હાલા ! સાધુ એ શૂરા લેખવા એ જી. ટેક.

નિજનું બધું યે બાળી દઇ રે ધરતાં કેસરિયાં અંગ,
ધર્મનો ધ્વજ શૂર ધારતા, રણમાં ક્ષત્રિય રાખે એ રંગ રે;
વ્હાલા ! સાધુ એ શૂરા લેખવા એ જી.

ઉંચું પદ આભનું તજી રે નીચે દ્રવે મેઘરાજ,
ધરતી ગેમેગેન ધારી લે, ધાર્યે બનતો એનો લીલો સાજ રે;
વ્હાલા ! સાધુ એ શૂરા લેખવા એ જી.

પારધી-ગુરુએ ભૂતવી રે સુણાવ્યા ભ્રમનાં વાજંત્ર;
શિષ્યહરિણને મારિયા, મરતા મરતાં યે પોષ્યાં તનનાં તંત્ર રે;
વ્હાલા ! સાધુ એ શૂરા લેખવા એ જી.

વાસંતી વાયુના ફુલડા રે ગજરજ લહેરે વહી જાય;
ધન્ય ! સુવાસ પ્રસારીને ધીમે ધીમે ફુળાં કરમાય રે;
વ્હાલા ! સાધુ એ શૂરા લેખવા એ જી.

પરને કારણિયે અર્પતા રે તનમન સમૃદ્ધિ તમામ
અલખના તાર તૂટે નહીં, ત્રિભુ કરતા એ ભડને પ્રણામ રે;
વ્હાલા ! સાધુ એ શૂરા લેખવા એ જી.

## ૧૨

બ્રહ્મ આપે અનાદિ હોય રે,
માયા અનિર્વચનીય સોય રે,
વ્હાલા ! મને જોતા નહિ જડે એ જી. ટેક.

જન્મ્યાનું નામ જાણિયું રે, અજન્મ્યાનું નામ ન હોય;
નામનો નાશ થાય નામમાં, અજન્મ્યાનો નાશ ન હોય રે;
વ્હાલા ! મને જોતાં નહિ જડે એ જી.

વિષ્ણુ શિવ વિરંચીઓ રે ત્રિગુણી માયાનાં એ નામ ;
ચૌદ ભુવન એનાં છોકરાં, વંધ્યાપુત્રના એ સહુ મુકામ રે ;
વ્હાલા ! મૂળને જોતાં નહિ જડે એ જી.

માયાના રૂપે નવ રાચિયે રે, એનાં જૂઠડાં અંગ ;
જૂઠો રંગ પતંગનો, એ તો બે ઘડીનો મોહફંદ રે ;
વ્હાલા ! મૂળને જોતાં નહિ જડે એ જી.

અસલ થયું થાશે નહિ રે, કલ્પ ભલે કોટી વહી જાય ;
મૃગવારી લહરો લહે, એનું ટીપું યે વારી નવ થાય રે ;
વ્હાલા ! મૂળને જોતાં નહિ જડે એ જી.

ફૂલ્યાં કેસુનાં ફૂલડાં રે, ખાખર શોભીતો સુહાય ;
સુવાસનો ભોગી ભમરલો ત્રિજુ દ્રષ્ટિ કરે નહિ ત્યાં ય રે ;
વ્હાલા ! મૂળને જોતાં નહિ જડે એ જી.

## ૧૨

જે મનવાણે ન ગ્રહાય,
ગુરુજી ! અલખ લખ્યા કેમ જાય જી ? ટેક.

નહિ પૃથ્વી ગુરૂ ! પાવ ધરૂં ત્યાં,
નહિ ગમ ત્યાં શો જવાબ જી ?
ખૂબ અંતરમાં ખોળી જોયું,
મને ગમ ન પડની જગાય ;
ગુરુજી ! અલખ લખ્યા કેમ જાય જી ?

અગન ગગન ત્યાં કશું નહિ,
ગુરૂ ! નહિ ઉડુગણચમકાર જી ;

શૈલ કે સાગર સ્થાવર જંગમ
નહિ જેનો વિસ્તાર ;
ગુરુજી ! અલખ લખ્યા કેમ જાય જી ?

સૂરજ નહિ, નહિ ચંદ્ર સુકોમળ,
સંધ્યા ઉષા ન સુહાય જી ;
નહીં પવન, ગુરુ! પાણી નહીં,
એ ઇંદ્રિયથી ન ઓળખાય ;
ગુરુજી ! અલખ લખ્યા કેમ જાય જી ?

વેદે શાસ્ત્રે પુરાણ માંહી
છે પઠન અપરંપાર જી ;
વાગીશ્વરીની યે નજર ન પૂંચે,
એમ પ્રગટ કરતાં પોકાર ;
ગુરુજી ! અલખ લખ્યા કેમ જાય જી ?

જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ નહીં,
નહિ તુર્યામાં નિરખાય જી ;
વિષય વિષયી બન્ને નહીં ત્યાં
પદાર્થ કેમ પરખાય ?
ગુરુજી અલખ લખ્યા કેમ જાય જી ?

અલ્પજ્ઞ છું હું કાંઇ ન જાણું,
બ્રહ્મ સમર્થ સરજનહાર જી ;
ભાવાભાવ ત્રિગુ કશું ન ભાસે,
વિરમું કરતાં વિચાર ;
ગુરુજી ! અલખ લખ્યા કેમ જાય જી ;

## ૧૪

પંજો ગુરૂના પ્રેમનો પડયો–પટ્યો નહીં ;
આનંદમસ્તીમાં હજી પડયો–પટ્યો નહીં.

હજી હું ચર્મપૂતળાં મંડી રમ્યાં કરૂં,
એ મૂળ બંધ મોહનો છૂટી શકયો નહીં

આ ભેજું ચસક્યું માહરૂં, ઉન્માદમાં ભમે ;
અદ્વૈતશાંતિ એહમાં ભરી શકયો નહીં.

ઉડે ઉડંતી કલ્પના કંઇ વીજવેગમાં,
બ્રહ્મઅગન એહમાં કૂદી શકયો નહીં.

સંસાર કેરી ઝાળ શી ઇચ્છાની ઉર્મિ આ,
બ્રહ્મરસે શાંત એ કરી શકયો નહીં.

ભવાટવિમાં ભટકી આગ ઝાંઝરાં થયાં,
મનગઢુલી ઝાંઝરી કરી શકયો નહીં.

તરૂં છું છિલ્લર છીછરાંમાં પણ પ્રાણી હું ;
મચ્છ મહોદધિનું થઇ શકયો નહીં.

ઉડું છું અદ્ધર આભ માંહિ વેગનો ભર્યો ;
કુરનસ દેવભાવને કરી શકયો નહીં.

અદૃશ્ય મને તાણે તેમ હું તણાઉં છું ;
હુંપણું અદૃશ્યમાં હોમી શકયો નહીં.

માયાની નટડી નાચે તેમ નાચતો રહ્યો ;
અખંડ બ્રહ્મયોગ બિન્દુ સાધી શકયો નહીં.

## ૧૫

વ્હાલિડા ! અણુધારી રે જીવનશુદ્ધિ આવી મળે ;
મોટા તપધારી રે ગતિ એની કોઇ ના કળે. ટેક.

બ્રાહ્મણ રુધિરમાંસના ગંજ કરી ચોપાસ
દશ સુખ આદતિ દઇ રે વર્તાવતો'તો ત્રાસ ;
રામે હણતાં એને રે બ્રહ્મ એનું નર બને ;
વ્હાલિડા ! અણુધારી રે.

હિંસક ભીલના હાથથી તીવ્ર છૂટતાં તીર
બીલીપત્ર પડિયાં ખરી રે ચન્દ્રમૌલીને શિર ;
દિવ્ય વિમાને બેશી રે હીણો હિંસક સ્વર્ગે પળે ;
વ્હાલિડા ! અણુધારી રે.

લુંટે રોજી રળતો, ભરતો શોણિતગ્રાસ,
એ સનકની સાનથી રે છૂટયો ક્રૂર બન્ધપાશ ;
આદ્ય કવિ કહેવાય રે વાલ્મિકને ઋષિસ્થાન મળે ;
વ્હાલિડા ! અણુધારી રે.

અજામેળ બ્રહ્મપુત્રને ચાંડાળણી શું ઘરવાસ ;
વૃદ્ધપણામાં યે વામી એ રે મૂકતો ન મોહપાશ ;
નારાયણ નામ લેતાં રે અંતકાળે મુક્તિ મળે ;
વ્હાલિડા ! અણુધારી રે.

કૃપાની પળ ભગવંતની, અનંત અઘોર પાપ ;
નિમિષ માત્રમાં બાળીને રે ઉડાવી દેતી ખાખ ;
તલસો એ પળ માટે રે, પ્રિભુ ક્યારે ભાગ્ય ફળે ;
વ્હાલિડા ! અણુધારી રે.

૧૬

બ્રહ્મના સાગર ડોલે, ડોલો એની લહેરે;
જગતરૂપે નિરંજન અવધૂત ખેલે;
બ્રહ્મના સાગર ડોલે, ડોલો એની લહેરે.

નવા જોવા ખેલ, નિરંજન જૂનો ખેલાડી;
આપે સરજતો મૃગવારિની વાડી;
બ્રહ્મના સાગર ડોલે, ડોલો એની લહેરે.

પોતે ફળ ફૂલ વેલી ભમરે ભમતો;
આપે રસરૂપ એક રસમાં રમંતો;
બ્રહ્મના સાગર ડોલે, ડોલો એની લહેરે.

મૂળે એક વસ્તુ, અનેક એ તો કાચું;
સમરસ સઘન નિરંજન એ સાચું;
બ્રહ્મના સાગર ડોલે, ડોલો એની લહેરે.

૧૭

આલિંગનમનો નિશો ચડયો–ચડયો નહીં;
એકતાર એક ધુનમાં થયો–થયો નહીં.

મોજૂદ દૃષ્ટિવેગ હજી બાહરા બધા;
શૂન્યમંડળે શમાવી એ ચડયો નહીં.

બિનન્ત બાગ બાખે તારલાનાં ઝૂમખાં,
અદ્વૈત એકત્વોન સાં જગવી શકયો નહીં.

આ અનિલ શીતલ ચંદ્ર મધુર ઘોર ગર્જતા,
એ બ્રહ્મધામે એકતા કરી શકયો નહીં.

આ સૃષ્ટિ માટી સહ ગુગન વિવિધ નાચતાં,
વ્યક્તિત્વ એહ માંહીનુ ભુલી શકયો નહીં.

આ વિહગ ભિન્ન ભિન્ન ગાન મીઠડાં દ્રવે;
અવખગાનમાં ઉતારી એ શકયો નહીં.

બ્રહ્માંડ વિવિધ તારનુ વાજીન્ત્ર છેડતું,
અદ્વૈતતારમાં મીલાવી એ શકયો નહીં.

આ સરિત સરવર ઉદધિ મેઘ મીઠડા ઝરા,
અનેક એકજલ બનાવી હું શકયો નહીં

કઈક આડકોટ ઉભા આભના સમા,
દેદાર દિલબર બ્રહ્મનો લઇ શકયો નહીં.

ગુરૂએ હાથ શિર ધર્યો, શુ ના ધર્યો થયો?
સમાધિયોગ ત્રિભુને થયો-થયો નહીં.

## ૧૮

મારે અંતર અમઝણુ થાય,
  ગુરૂજી! કાંઈ હુથી ન સમજાય જી. ટેક.

વૃક્ષબીજમાં આદ્ય બીજ, કે
  હશે વિટપનો વિસ્તાર જી?
કે વૃક્ષબીજ એ ય હશે અનાદિ?
  એનો બુદ્ધિ ન પામે પાર;
    ગુરૂજી! કાંઇ હુંથી ન સમજાય જી.

જળસ્થળ સૃષ્ટિ કેમ ઉપજ્યા?
  કોણ એનો કરતાર જી?

સંગરંગ સૃજનારને કે નહીં ?
દોષિત બ્રહ્મ શું થાય ?
ગુરુજી ! કાંઇ હુંથી ન સમજાય જી.

જ્યાં રે જોઉં ત્યાં ભિન્નત્વ ભાસે,
એકરસ કહ્યું કેમ જાય જી ?
નભ ગ્રહ તારા જૂદા જૂદા આ,
હું–તું–ભેદ ઉભરાય;
ગુરુજી ! કાંઇ હુંથી ન સમજાય જી.

ગુણના ગંજ ભર્યા, ત્યાં ક્યાંથી
નિર્ગુણ બ્રહ્મ સુહાય જી ?
ચંદ્રસૂરજ ગુણ, સુરને લેપ એ,
બ્રહ્મા વિષ્ણુ લેપાય;
ગુરુજી ! કાંઇ હુંથી ન સમજાય જી.

જનમોજનમની કલના કૂડી
તે કેમ રોકી રખાય જી ?
મનવિદ્યુતના વેગ કહો ક્યાં
સ્થળ વિણ શમવ્યા શમાય ?
ગુરુજી ! કાંઇ હુંથી ન સમજાય જી.

આ સંસારના ભાવઅભાવે
સુખદુઃખ દિલમાં થાય જી;
સ્વભાવસિદ્ધ એ પ્રત્યક્ષ ભાસે,
છોડવે ત્રિશુ કેમ છોડાય ?
ગુરુજી ! કાંઇ હુંથી ન સમજાય જી.

## ૧૧

લક્ષ અલક્ષે દોરવાય,
    વ્હાલિડા! ભરપૂર બ્રહ્મ દર્શાય છે. ટેક.

બીજમાંથી વૃક્ષ વાધ્યુ,
  વિટપે બીજ અપાર છે;
બીજમાંથી સૃષ્ટિ સઘળી,
  આદ્ય બીજ ૐકાર;
    વ્હાલીડા! ભરપૂર બ્રહ્મ દર્શાય છે.

સ્થળસ્થળમાંથી અનિલ લહરો
  અવની ઉરમાં વાય છે,
બ્રહ્મને સંગરગ લાગે નહીં
  ઘટઘટ રમતો સદા ય;
    વ્હાલિડા! ભરપૂર બ્રહ્મ દર્શાય છે.

અનંત ઉર્મિ ઉદધિમાં ઉછળી
  ઉદધિ માંહી સમાય છે;
બ્રહ્મઉદધિમાં અનંત બ્રહ્માંડો
  એમ ઉછળી વિલાય:
    વ્હાલિડા! ભરપૂર બ્રહ્મ દર્શાય છે.

સહુમાં વસે, ને સહુથી ન્યારો,
  જેમ સૂર્યજ્યોતઅંબાર છે;
બાહર ભીતર બ્રહ્મ બધે એમ,
  બ્રહ્માંડપાર અપાર;
    વ્હાલિડા! ભરપૂર બ્રહ્મ દર્શાય છે.

કાષ્ટ મથતાં અગ્નિ વાધે ,
 ચેતે દીપથી દીપ જી;
ગુરૂ ચેતાવે ચિનગારી તો વિભુ
 પ્રગટે એક અદ્વૈત :
 વ્હાલિડા ! ભરપૂર બ્રહ્મ દર્શાય જી.

## ૨૦

લક્ષ અલક્ષે લય થાય,
 દેશીડા ! દિલમાં બ્રહ્મ દર્શાય જી. ટેક.

ઉર્વિ સલિલે, સલિલ અનિલે,
 અનિલ તેજે શમી જાય જી,
તેજ ગગનમાં, ગગન બ્રહ્મમાં ,
 એમ લયે બ્રહ્મ સમજાય ;
 દેશીડા ! દિલમાં બ્રહ્મ દર્શાય જી.

પ્રાણ મનમાં , મન બુદ્ધિમાં
 ઠીક કરીને ઠહરાય જી ,
બુદ્ધિ અહમ્‌માં, અહમ્ માયામાં ,
 માયા બ્રહ્મે બળી જાય ;
 દેશીડા ! દિલમાં બ્રહ્મ દર્શાય જી.

એક અખંડ ઉગે અવિનાશી ,
 અંતરગત ઓળખાય જી ;
સ્ફુરણા સર્વે શાંત થતાંમાં
 આનંદઘન ઉભરાય ;
 દેશીડા ! દિલમાં બ્રહ્મ દર્શાય જી.

વિષયવિષયીનું ભાન ન રહે જ્યારે
  સ્થિર સમાધિ સધાય જી :
દિવ્ય શાંતિમાં સત્‌ના અનુભવ
  સત્‌માં સુરતા સમાય;
    દેશીડા ! દિલમાં બ્રહ્મ દર્શાય જી.

અલ્પજ્ઞ જીવ જ્યારે અહમ્‌પદ છાંડે
  ત્યારે બ્રહ્મ સનાતન થાય જી :
એ જ સંનાતન વસ્તુ ત્રિભુ એમ
  મરજીવાએ મણાય ;
    દેશીડા ! દિલમાં બ્રહ્મ દર્શાય જી.

## ૨૧

એને સોહમ્ સમજાય ,
  સાધો ! એને સોહમ્ સમજાય જી. ટેક.

અંતર ઉજ્જવળ કાચ:સરીખું
  નિર્મળ જ્યારે થાય જી ,
સંસારપરની સ્વયંજ્યોત ત્યારે
  આપે પ્રગટ એ થાય;
    સાધો ! એને સોહમ્ સમજાય જી.

ખુલ્લી આંખે ભમે ખલકમાં,
  તો ય જાગૃત ન જરાય જી;
અંતર ઊંઘેલાના જેવું
  પ્રપંચપૂરે નવ ધાય;
    સાધો ! એને સોહમ્ સમજાય જી.

ખુલ્લે કાને વિચરે જગતમાં,
તો ય બધિર વરતાય જી;
અનહદ નાદે રહે શ્રુતિ નિત્યે,
અન્ય શબ્દે ન ચળાય;
સાધો! એને સોહમ્ સમજાય જી.

નહિ જાગૃત, નહિ સ્વપ્ન સુષુપ્તિ,
તુર્યાપદ નવ જાણુ જી;
સકળ સ્થિતિથી એક નિરાળી,
એકતાર નિર્વાણ;
સાધો! એને સોહમ્ સમજાય જી.

દુઃખસુખ ને ભાવઅભાવ એના
બ્રહ્મઅગ્નિમાં ભૂંજાય જી;
સ્થિર દીપક સમ ને મહાવર્તીએ
નિજુ બ્રહ્મ ગણાય;
સાધો! એમ સોહમ્ સમજાય જી.

## ૨૨

સઘન બ્રહ્મ સમાન ભીતરબહારમાં બધે;
અગાધ્ય આનંદમાં હજી ભળી શકું નહીં.

ભરપૂર આ બ્રહ્માંડ મમરસ શાંતિમાં સતું;
જાણું, તથાપિ શાંતિમાં સૂઇ શકું નહીં.

અથાગ ગભીર વ્યોમ સ્થિરતામાં ઠરી રહ્યું;
ઠરી જવાનું સર્વ, તો ય ઠરી શકું નહીં.

શમી ગયા શું શાન્તિમાં તમામ તારલા !
જાણું એહની કળા, કરી શકું નહીં.

મૌન શીતળ ચન્દ્રિકા બહાર લૂટતી ;
બહાર સમજું એ, તથાપિ લઇ શકું નહી.

મૂંગા મના આ રોલ શાન્તિસિંધુમા ડૂબ્યા ;
ઝૂકાવી એક વાર હું ડૂબી શકું નહીં.

એક પંખીનો ય શબ્દ લેશ ના સુણું,
અંતરમુખ એ થયા, હું થઇ શકું નહીં.

વૃક્ષ સ્થિર આ બધા, ન પર્ણ હાલતાં ;
તદ્રુપ તેનું તાન લગાવી શકું નહીં

દીસે ન નામ માત્ર વેગ આ અનિલમાં,
નિર્વેગ શાન્તિ એવીમા ભળી શકું નહી.

દૃષ્ટિ સૃષ્ટિ બ્રહ્મ એકતાર સહુ બને,
સ્થિર સમાધિ વિભુ એ સાધી શકું નહી.

## ૨૨

બાનાની પત એવી રે ઝકડનું એ પીયૂષ કરે ;
અંધારાં અજવાળી કે દિલડામાં દીપક કરે. ટેક

બ્રહ્માંડપ્રલય કેલાનલ આપત ચતુર્દશ વાસ,
એહ અગન પ્રાશી જતાં મહેશ નિજ ઉર માંય ;
પચાવી એને પ્રીતે કે બ્રહ્માનન્દનો ભાવ ભરે ;
બાનાની પત એવી રે.

નહીં અમરતનુ કે નહી માનવ તનુ મર્યાદ,
હેવે વામનતનુ ધારીને રે હર્યો અસુરનો ઉન્માદ ;

નિજ દાઢે ધરા રાખી રે, ઉદ્ધારી એક સ્તુતિ કરે;
જાનાની પત એવી રે.

કુલીનપણાનું કંઇ નહીં, ધરી પ્રચંડ પ્રતાપ,
લોહસ્થભથી નીકળી રે નૃસિંહ મારે તરાપ,
પ્રહ્લાદને ઉગારી રે નખે અસુરપ્રાણ હરે;
જાનાની પત એવી રે.

વિશ્વંભરને વય નહીં, નહિ કાળનો સ્વાગ,
કૃષ્ણ કાલિંદી ત્રાટકી રે નાથ્યો કાળી નાગ;
ફેણે ફેણે પગ ઠોકી રે નાગને મુખડે રૂધિર ઝરે;
જાનાની પત એવી રે.

મહા વિપત્તિમાં ગણે મહાસંપતનું મૂળ;
નિજ કુળ યાદવ કાઢીને રે કરે કૃષ્ણ નિર્મૂળ;
પ્રલયકારી પાયરી રે મહીવા પાળ ઉલાડ કરે;
જાનાની પત એવી રે.

## ૨૯

જેમાં સહુ સમાર આનંદઓને મચાવતા,
ત્યાં રડતું જારમેજાર મળ્યું ભાગ્યમાં માહરા.
પ્રભુનું બાનું એવું રે પ્રવૃત્તિ એને નવ નડે;
ધાર્યું જેણે અંગે રે એના સર્વે જન્મ ટળે. ટેક.

અહો! એ બાનું શું કહું ? વિશાળ વ્યોમ સમાન,
ચકચકતા નવલખ ગ્રહો રે એ મહી લે આરામ;
અંતર એને તો યે રે અહમ્‌ભાવ ન કદી યે ચડે;
પ્રભુનું બાનું એવું રે.

અહો ! એ બાનાની પતે સૃષ્ટાની સહુ સૃષ્ટિ
નિજ નિજ કાર્યે વર્તતી રે કરતી અમૃતવૃષ્ટિ ;
જળસ્થળ જીવો સૌમાં રે ઉછળતા શા રમ્ય રમે !
                    પ્રભુનું બાનું એવું રે.

અહો ! એ બાનાની પતે અનિલજીવનના ઓઘ
પોષે સહુ બ્રહ્માંડના રે ભાતભાતના ભોગ ;
નયન લ્હેરાતાં લહરે રે મીઠડાં એનાં મોજાં વડે ;
                    પ્રભુનું બાનું એવું રે.

અહો ! એ બાનું શું કર્યું ? ઉદધિ બની ગંભીર
અનહદ શાંતિએ ઉછળે રે અનહદ શીતળ નીર ;
નાવો ઉપર ચાલે રે, ઉરમાં જીવજંત વાસો વસે ;
                    પ્રભુનું બાનું એવું રે.

અહો ! એ બાનાની પતે પ્હાડ ઝાડ ચોગાન
વિધવિધ ઉગે વનસ્પતિ રે સુમન વેલી ભૂગમાન ;
જડચેતનનાં સહુનાં રે અંતર માંહિ તૃપ્તિ રમે ;
                    • પ્રભુનું બાનું એવું રે.

## ૨૫

અવ્વલના તારગાં તારો મિલાવી તાહરા તું દે ;
સુરો ઉંચા નીચા મધ્યમ–બજે એવા બજાવા દે.

પ્રભુ અંગ્યેથી ખેંચાતું, ઢીલા મૂક્યે ઢીલા થાતું ;
ચહે એવું બની રહેતું ; બજે એવા બજાવા દે.

કદી સાંજે સવારે, કે કદી મધ્યાહ્ન મધરાતે,
કદી વે વાર તહેવારે, બજે એવાં બજાવા દે.

પળો પરમાત્મની બધી યે વહે અમૃતના અંશો ;
સહુ યે માંગલિક માની બજે એવા બજાવા દે.

કદી ઉંચા ચઢી પ્હાડે નીચે નવખંડને ન્યાળી
ગમીનાં નેત્ર ભીનાંમાં બજે એવા બજાવા દે.

કદી ભવ્ય વ્યોમને ખોળે તારલિયા ઝૂમખાં ઝૂલે,
અહો ! એ ઝૂમખે ઝૂલતાં બજે એવા બજાવા દે.

અને કંઇ વાયુની લહરે, પરમ પરિમળ જ્યહાં રેલે,
વહંતાં લહર એવીમાં બજે એવા બજાવા દે.

કદી રમ્ય બાગના ક્યારે કુળા ફૂલડાં રતિ સ્રાવે,
ઝીલે ભૃંગ ગુંજતાં, ત્યાં યે બજે એવા બજાવા દે.

કદી મદમસ્ત ઉદધિમાં તુફાનો ધીંઝતાં મોજે
ચીરાતી કિસ્તિમાં બેશી બજે એવા બજાવા દે.

કદી મહેફિલ મોટીમાં, કદી બાઝારગિરદીમાં,
કદી એકાંત સુખદુઃખમાં બજે એવા બજાવા દે.

૨૬

ખરતાં જૂનાં પાન નવીન તરુવર ધારતાં ;
એવાં દેહનાં દાન જન્મ જન્મ જીવને મળે.

વળી ઉદધિમાં જેમ અનેક ઉછળે ઉર્મિઓ,
અનેક બ્રહ્માંડ એમ વણશીમ ઉછળે આભમાં.

નાનામોટા લોક અસંખ્ય ઉછળે ને શમે ;
અનંત જીવની ઝોક ઉગે ને એમ આથમે.

પૃથ્વી વ્યોમ ને સ્વર્ગ અંતરિક્ષ આદિ આ બધું
દેવ-મુનિનો વર્ગ, પળમાં પ્રલયે શમી જતા

એ આગળ કોણ માત્ર મર્ત્યજન હું માનવી ?
ગવા જેના ગાન, અગમ્યાગમ અળખામણા

હાડ મજ્જા રુધિર મેદ શુક્ર ચર્મ માંસ ,
એવું જડ શરીર આમાં પણ છૂટી ગયું

વ્હાલા ! ન રીઝે વ્હાલ અમારાપણાના સગનો ,
છૂટી એ મોકળાશ આજે જન્મ બાળી મૂકે

પ્રથમ સૃષ્ટિ મનમાં દૃષ્ટિમાં મૂક દાસ હું ,
જૂનો મા જગાર મનની કલ્પના મૂળીને

## ૨૭

માનવ જાત મહેમાન, મહેમાન વિશ્વની મેદની
અનંત એના આસ્માન મધુ મલ લોકે કર્યાં

આવેલ અતિથિ એને આદર દેજો રે,
મહાજન ! મીઠે મળજો રે ,
પ્રેમાશ્રુએ એના ચરણ પખાળો રે
થોડા થોડા થઇ જાજો રે ,
આવેલ અતિથિ એને આદર દેજો રે

જાત પૂછતા તમને જાહેર થાજો રે,
એ છે અજન્મા જોગી જૂના રે
ચંદ્ર સૂરજ સૃષ્ટિ અગ્નિ નહોતા રે,
એનામ પ્રનામી ન દીઠા રે ,
આવેલ અતિથિ એને આદર દેજો રે

શૂન્ય સેજલડીએ કંઇ જુગ સૂતા રે ;
આપે અણધાર્યાં ઉઠી ત્યાંથી રે
અવધૂત વેશે એણે અટણ માંડ્યાં રે,
જાવું છે ત્યાં આવ્યા જ્યાંથી રે ;
આવેલ અતિથિ એને આદર દેજો રે.

થોડીક પળને માટે થયેલ પરોણા રે,
રખે ઉણું એમાં કાંઇ રાખો રે ;
વીતી વેળા તે પાછી હાથ ન આવે રે,
રખે હારંતાં જન્મ બાધો રે;
આવેલ અતિથિ એને આદર દેજો રે.

પંખીના મેળા જેવો મેળો છે એનો રે,
ઉઠી પ્રભાતે મેરામ જાશે રે ;
કોટી ઉપાયે પાછા મળશે ન કો દી રે,
વ્હાલમ રોક્યા ના રખાશે રે;
આવેલ અતિથિ એને આદર દેજો રે.

રેણુ અંધારી માટે રોકાઇ રહ્યા છે રે,
મજલ કરી છે એણે મોટી રે ;
કૃપા કરીને ત્રિભુ તમ ઘેર આવ્યા રે,
મુકામ નાંખેલ કોટાનકોટી રે ;
આવેલ અતિથિ એને આદર દેજો રે.

## ૨૮

તું-કેસરીને બંધન કશું ? મમતાજાળ તોડી દે,
તારી સ્વતંત્રતા કારણે ગિરિગુહા ચોરી લે ;
તું-કેસરીને બંધન કશું ?

કેસરીકુળની મર્યાદ એ, આભે ગર્જન થાતાં
શિર પછાડીને મરે, વ્યોમે વીજ ચમકતાં ;
તું-કેસરીને બંધન કશું ?

શ્વાન સામા ઘૂરકે ભલે, જંબુક શિર દે ટકોરા,
બાલુ ખીજવે ખીજી કરી, નાર બતાવે નિજ નોરા ;
તું-કેસરીને બંધન કશું ?

કેસરીકુળની મર્યાદ એ, ઉડી એક ફલંગે
કુંભસ્થળ ચીરે હસ્તિનાં, પંજે રક્તમાં રંગે ;
તું-કેસરીને બંધન કશું ?

જો ને નીચ ચાંડાળ આ માંસ મુડદાલ નાંખે,
બિલ્લી મુશકની સમ ગણી એક લાઠીએ ઢાંકે ;
તું-કેસરીને બંધન કશું ?

કેમ ફસે વ્હાલા ! ફંદમાં ? તારી તુલના નથી ક્યાં ;
પીંજર પંજે તોડી ત્રિભુ હોઇ જા વન કેરો રાજા ;
તું-કેસરીને બંધન કશું ?

## ૨૯

કેસરિયાં કપડાં કરી ધર્મને યુદ્ધે ઉભો :થા ;
ખુલી સમશેર શબ્દની લઇને રણમાં ધસી જા ;
કેસરિયાં કપડાં કરી.

દેવને દુર્લભ યુદ્ધ આ, વ્હાલા ! સમય ન ચૂકે,
તેગ ચલાવ્યા વિણુ અરિ તારો કેડો ન મૂકે ;
કેસરિયાં કપડાં કરી.

પાંચે પાદરમાં દૈત્યો પડયા, અનગળ સૈન્ય અઘોરી ;
નગરના કોટ ને કાંગરે કૂદા કરતા બળજોરી ;
કેસરિયાં કપડાં કરી.

રાજભુવન સુધી આવિયા કરમાં લઇ ક્રૂર ફાંસા,
ચેત ! આ આવી અંતની ઘડી, વસમી સુણ અનિવાચા ;
કેસરિયાં કપડાં કરી.

જો ! શયતાન સેનાપતિ હવે તારી ગમ આવે.
તેગ પકડ, નહિ તો તે તને બનોબર કેદી બનાવે ;
કેસરિયાં કપડાં કરી.

નાંખશે તને મોહકૂડીમાં, તિમિરના કુંડે રોળાવે ;
ઉઠ ઉઠ, નહિ તો આવી રહ્યું, વિભુ કેટલું ચેતાવે ?
કેસરિયાં કપડાં કરી.

## ૩૦

હમારા દેશમાં જાતાં હમોને કોઇ ના રોકો ;
હતા મહેમાન બે દિનના, હમોને કોઇ ના રોકો.

હતું પ્રારબ્ધમાં જેવું, બની આવ્યું બધું તેવું ;
હમારૂં ભોગવ્યું બાકી, હમોને કોઇ ના રોકો

હવા કંઇ વસલની વાનાં ચઢી તમ આંગણે આવ્યા ;
તમે યે યોગ્ય સત્કાર્યા, હવે ઓ બાપુ ! ના રોકો.

તમારાં સૌ ઋણો માંહી હમારા સૌ ઋણો બાળ્યાં ;
તમારા આંગણાં માહી ઉડાવી ખાખ, ના રોકો.

હમારે જે શિરે બોજો, તમારાં તે જીવન નિરમ્યાં ;
બધો એ બોજ ઉતારી ઉડવો. ખાવ. ના રોકો.

પ્રભુપરાયણ હવે દિલડાને કરવું રે,
  કલના ઉઠંતી છોડી દેવી રે;
આવવા ન દેવી પાછી સ્વપ્ને ય એને રે,
  છે એ નાગણ કાળી જેવી રે;
    શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

નિશ્ચળ વૃત્તિએ તને નિજાનંદ મળશે રે,
  ચંચળ મનને સ્થિર સ્થાપે રે;
એહ અલખને જ્યારે લક્ષમાં લેશે રે,
  તુર્ત શમશે ત્રિવિધ તાપે રે;
    શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

ગાઢ સુષુપ્તિ જેવો સંસાર બાધો રે,
  સ્વપ્નાં તને શૂન્ય સમજાશે રે;
ત્યારે તુંમાંથી જ્યોતિ ઝળહળ જાગી રે
  સચરાચર ભરપૂર ભાસે રે;
    શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

અલખ ગળ્યાની બાપુ ! એવી એંધાણી રે,
  હુંપણાનું ભાન મૂળે ન આવે રે;
સમરસ શાંતિ એને અંતર બાહર રે,
  એકરસ સુરતા જામી જાવે રે;
    શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

સકળાતીતમાં જેણે તાર મિલાવ્યા રે,
  તે સહજ સમાધિએ સૂતા રે;

આવાગમનનો ત્રિભુ ફેરો મટાડી રે
સાધુડાં જુગેજુગ જીવ્યાં રે;
શ્વાસ-ઉશ્વાસે સાધુ ! સોહમ્ સાધો રે.

## ૩૨

ભીતર સમૃદ્ધિ અનહદ ભરી, જોવી હોય તો તું જોઇ લે;
ભવની ભાવઠ ભાગશે, અભય અખૂટ એ લેઇ લે;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

નહીં ચિરાગ સૂર્યચંદ્રના, નહિ નૂર તારાખજાના;
બહારનું એમાં કંઇ નહીં, એ તો નૂર છે અંતરનાં;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

નોબત શીંગી તંબૂર નહિ, નહીં ઉદધિઅવાજે;
સાજ વિનાના સુર તું સુણી લે, અંતરમાં વાજે;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

હીરા માણેક નહિ મોતીડાં, નહીં ખનિજ કશું યે;
પૃથ્વીમાં નથી એવું અંતરે જોઇ લે ઝબકે ઘણું યે;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

નહિ પીળું શામળું શ્વેત કે નહિ રંગ વ્યોમ ગુલાબી,
બહારનો રંગ એકે નહીં, જોઇ લે અંતરની જ્યોતિ;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

જે જોઇએ તે તુજ આતમમાં, ભૂલે બાહર ના ભમવું;
ત્રિભુવન ગેબી ધુનમાં નિશદિન મસ્ત પડી રહેવું;
ભીતર સમૃદ્ધિ અનહદ ભરી.

# ૩૯

મસ મગન શબ્દની ગાન રે,
વીરા ! ધર તુ ઉરમા ધ્યાન રે.
વ્હાલા ! મનથી મમતા મૂકિયે તો જી  ટેક.

બ્રહ્મમા કલ્પિત કાળ છે રે,
કાળમા ઇંદ્રાદિક થાય
મૃગવારીના ઓરમાં
એમ ચૌદ ભુવન ઉભા ...
વ્હાલા ! મનથી મમતા મૂકિયે એ જી.

કલ્પિત સૃષ્ટિ બ્રહ્મમા રે,
કલ્પિત બ્રહ્મા એનો બાપ
અસખ્ય અનેક એવા થઇ ગયા,
ભરે વેદપુરાણ એ સાખ રે,
વ્હાલા ! મનથી મમતા મૂકિયે એ જી.

કલ્પિત સૂર્ય ને ચદ્ર છે રે,
કલ્પિત તારાઓના વૃંદ,
મહાપ્રલયના મેદાનમા
એનુ નિકળતુ સુણ્યુ નિકંદ રે,
વ્હાલા ! મનથી મમતા મૂકિયે એ જી.

વાણી યે કલ્પિત બ્રહ્મમા રે,
વર્ણન કરે શુ વેદ ?
પરાના યે પગ પોહોંચે નહીં
ક્યાથી લઇ શકે બુદ્ધિ એ ભેદ રે;
વ્હાલા ! મનથી મમતા મૂકિયે એ જી.

અકલ્પિત એક બ્રહ્મ છે રે,
    સ્થિર રેતરૂપે સદા ય ;
સિદ્ધ કરો એ સમાધિએ,
    સત્ શબ્દની પકડજો બ્હાંય રે ;
    વ્હાલા ! મનથી મમતા મૂકિયે એ જી.

## ૨૫

સાધુ ! ભીતરનું સહુ બહાર રે,
સ્થાને સ્થાને એ બ્રહ્મવિહાર રે,
સાધુ ! મનવા એ લહેરે માણતા એ જી. ટેક.

આછું કનક પથરાય આ રે
    જોને ! ભૂમંડળની માંય ;
જગનું જીવન એ બને,
    રવિ માંહી એ જ્યોત સદા ય રે ;
    સાધુ ! મનવા એ લહેરે માણતા એ જી.

જોને ! લીલમલીલાં ઝાડવાં રે
    એહ લહરે ઝૂલત ;
ફળફૂલથી ઝૂકી રહ્યાં,
    એ સહુ બીજ ઝીણે સોહે તંત્ર રે ;
    સાધુ ! મનવા એ લહેરે માણતા એ જી.

જોને ! અનિલ શીળા આ વજે રે
    તૃપ્ત સુગંધિત વાય ;
સ્થાને સ્થાન બ્હેકી ઉઠયાં,
    રહી સુગંધ સુમનની માંય રે ;
    સાધુ ! મનવા એ લહેરે માણત. એ જી

જોને ! હલક ભર્યાં ઉછળે રે
　　અદ્ભુત સુર ગર્જંત ;
ચહુદિશ એ ભેદી વહે,
　　શબ્દબ્રહ્મે સહુ શબ્દ ઉદંત રે ;
　　સાધુ ! મનવા એ લહેરે માણતા એ જી.

તું જગત ને સૃષ્ટિઓ રે
　　દિશા કાળ કહો જોલ ;
ત્રિણ અક્ષરે સહુ રમી રહ્યાં,
　　વસ્તુ અક્ષરાતીત છે એહ રે ;
　　સાધુ ! મનવા એ લહેરે માણતા એ જી.

## ૨૬

વીરા ! ભીતર બાહર એક રે,
જ્યાં ત્યાં વ્યાપક એક અલેક રે,
વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી. ટે

મોજાંની માળ મહાસાગરે રે
　　ઉપરા ઉપરી દ્રવંત :
એકબીજા આથડે-ભજે,
　　શાંત એ મંહી વારી દીસંત રે ;
　　વીગ ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી.

જોને ! વાયુની લહરીઓ રે
　　શીળી ઉન્હી કાંધ વાય ;
ગર્જે-ઘૂમે વંટોળિયા,
　　સહુમાં વાયુ તો એક જણાય રે ;
　　વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી.

જોને ! દલક બર્યા ઉછળે રે
    અદ્‌ભુત સુર ગર્જંત ;
ચહુદિશ એ ભેદી વહે,
    શબ્દબ્રહ્મે સહુ શબ્દ ઉદંત રે ;
    સાધુ ! મનવા એ લહેરે માણુતા એ જી.

તું જગત ને સૃષ્ટિઓ રે
    દિશા કાળ કહો જેહ ;
ત્રિગુ અક્ષરે સહુ રમી રહ્યાં,
    વસ્તુ અક્ષરાતીત છે એહ રે ;
    સાધુ ! મનવા એ લહેરે માણુતા એ જી.

## ૩૬

વીરા ! ભીતર બાહર એક રે,
જ્યાં ત્યાં વ્યાપક એક અલેક રે,
વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી. ટેક.

મોજાંની માળ મહાસાગરે રે
    ઉપરા ઉપરી દ્રવંત ;
એકબીજા આથડે-ભળે,
    શાંત એ મહીં વારી દીસંત રે ;
    વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી.

જોને ! વાયુની લહરીઓ રે
    શીળી ઉન્હી કાંઇ વાય ;
ગર્જે-ઘૂમે વંટોળિયા,
    સહુમાં વાયુ તો એક જણાય રે ;
    વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ જી.

ડોલે તરુવર ઝૂલતાં રે
　　વિધવિધ ધરીને આકાર ;
કડવાં–મીઠાં, રંગરંગનાં,
　　એમાં અચ્યુત રસ નિર્વિકાર રે ;
　　વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ છ.

ઉંચાનીચા કાળા પર્વતો રે
　　ગુફા ખીણ ને ચોગાન ;
ધાર ડુંગર ને ટેકરા,
　　સહુમાં માટી રહી છે સમાન રે ;
　　વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ છ.

એમ આ બ્રહ્માંડ બહુરૂપી રે
　　વિધવિધ વપુએ વિલસંત ;
શુદ્ધ બ્રહ્મ ત્રિભુને દિસે
　　શાંત નિરવધિ નિત્ય દીસંત રે ;
　　વીરા ! એક જ્યોતિનાં અજવાળિયાં એ છ.

## ૩૭

હું નહિ, તું નહિ, આભ પૃથ્વી એમાં કશું નહીં ;
એ સહુ સુર અમાપ , સાચો માલિક સુરસિંહ.

અભેદ વસ્તુ એક અનુપમ, શિવશક્તિ નહિ કોઇ સત્તા ,
દેવદનુજના વાડા ન એમાં , કાળસ્થાનની ન એહ કથા.

નહિ ઉદધિ સરવર નદીઓ કંઇ, નહિ ઝરણાં આ ઝમઝમતાં,
પવનવહન એમાં નહિ કશું યે, હે મન ! સહુ ખોટી ભ્રમણા.

નહિ તરુવર પર્વત કે ખોડા, ગગનગુફા ગેબી જે ઘૂમતા,
નહિ આકૃતિ, નહિ માપ જ એમાં, હે મન ! સહુ ખોટી ભ્રમણા.

સ્વર્ગ મૃત્યુ પાતાળ નહિ કંઇ, નહિ મંડળ સૂરજચંદનાં,
દિશાકાળમાં એ નહિ આવે, હે મન ! સહુ ખોટી ભ્રમણા.

નહીં જ્ઞાની કે જ્ઞાન જ્ઞેય કંઇ, ત્રિપુટિ બાંધી એ સાવ વૃથા;
અતીત પુરૂષ એમાં કેમ ઉતરે? હે મન ! સહુ ખોટી ભ્રમણા.

હું નહિ, તું નહિ, નથી કોઇ એ થયાં થતાં કે થાવાનાં,
અલખ નિરંજન અવધૂત જ્યાં ત્યાં એક અનેકરૂપે રમતા.

## ૩૮

સબર તું ઉરમાં સંઘે ભરેલો ભાર છે આંહી;
મૂકે તું દૃષ્ટિ તારી ત્યાં મળે રસ એ તને આંહી.

પ્રથમ નિજને તું ભૂલી જા, જગતના ભાવમાં ભળી જા;
જગાવી મંત્ર જૂનાને જપી લે જાપ એ આંહી.

ઊંડા આવેગ ઉછળે છે, દબો તું પંજરે તેને;
ફરી ઉઠે નહીં એ જો, ઉગે તો નર એ આંહી.

સૂતાં મંદિર કરી દે સૌ, દશે એ દ્વાર વાસી દે;
બીડી દે બોગળો સંધી, નિરખ તો જોત એ આંહી.

મૂકીને બહાર મસ્તાની ભીતરના બાગમાં રમ તું;
પછી દિલ વશ તને વર્તે, પીઓ રસ તો સદા આંહી.

પ્રથમ એ કાંક ગૂંગળાશે, પછી બસ શાંત થઇ જાશે;
પરમ પાણી છંટાતાં એ, મળે પીયૂષ તને આંહી.

ત્રિકૂટિ સ્થાન પર તારે જરા થોભાવવું એને;
અને કર શુદ્ધ ત્યાં સ્નાને, મઝે રમ તો તને બ્રાહ્મી.

અહા ! શી બહાર ત્યાં લેતી ગગનના તારલાઓની !
ગભીર શા તેજના ભભૂકા છૂટે ! ત્યાં લે મઝા બ્રાહ્મી.

બજે દુંદુભિ દેવોના, નિનાદે સૃષ્ટિના વાગે,
ગભીરા સુર ઉદધિના, સુણી લે શબ્દ એ બ્રાહ્મી.

પછી બસ ત્યાં ઠરી જાવું, ધીમે લય એહમાં થાવું ;
મઝા એ સુખ શું ગાઉં ? ત્રિભુ ! લે લ્હેર એ બ્રાહ્મી.

## ૩૯

પરાપારનો ભેદ વ્હાલિડા ! નગણી શકે નહિ વેદ ;
અલખ લખ્યામાં કેમ આવશે ?
વ્હાલિડા રે ! શું સમજાવું ?

જોને ! અનંત વ્યોમ અપાર, દશે દિશ અનંત ગભીર વિસ્તાર;
એને મુઠ્ઠીમાં કોણ સમાવશે ?
વ્હાલિડા રે ! શું સમજાવું ?

જીવનસૃષ્ટિના ઓર, વ્હાલિડા ! જીવનસૃષ્ટિના ઓર,
જીવપિપિલ કેમ એ માપશે ?
વ્હાલિડા રે ! શું સમજાવું ?

સાત સાયરના પૂર અગાધ ઊતરી જાયે નર,
કેમ પણી ચાખે પી જશે ?
વ્હાલિડા રે ! શું સમજાવું ?

ત્રિભુ લાગી શબ્દની દોર, બ્હાનિકા ! જાગી ન્હોતા એકતાર ;
કોઈ સુગરાં જન એ પીછરો ,
બ્હાવિન રે ! શું સમજવું ?

## ૯૦

વિશ્વજગનો શત્રુ મેરો ભોગ તારલા ચકચકતા,
નીચે ઉર્મિ લીલો ગલીચો, મત જાદા પારસ ભરતા.

ચંદ્રસૂર્ય બે ચોકીવાળા હરનિશ એ પહેરો ભરતા,
મધુના પવનો લહેરે લહેરે સ્વચ્છ ભૂમિ સઘી ફરતા

ઝમઝમ શબ્દે પહાડી ઝરણા નવગાન મીઠડું કરતા ,
ગુલગુન તાન નિવારી સાથે લીલામૃત જગમાં ભરતા.

મોગલીરની મોરની જેવા નાગમાથી સુર સરસરતા ,
નાટારભ કરે ગોપી સંગ નાજુકડી નર્તની લતા.

તરુવર મંઘા મહાવર્તી સમ સાધિ સમાધિ સ્થિર ન્હોતા ,
પાખપાખમાં ગૂથી પણીઓ એ શાંતિ માડી શમતા.

ઝુકાર એમા જીવન તારુ, શાંતિસિંધુની લહર મહી,
ત્રિભુ બ્હાનિકા ! જો ખોલીને, પરિબ્રહ્મની વિભૂતિ ત્યહી

## ૯૧

અમર ભૂમિના મત ઓલિયા , સમાગથી અવળા રંગે ;
દિવસ મહી રજની જૂવે, હર્ષમા જૂવે શોકઅંગો ;
અમર ભૂમિના સંત ઓલિયા.

સસારસાગર સુખનો લાગે હલાહલ ભરિયો ,
મનસુખના મોજા મહી ઊંડી દુ:ખની ઉર્મિઓ ;
અમર ભૂમિના મત ઓલિયા

વાજાં વાગે વિધવિધનાં, સુણી મંગળશબ્દ, એને
રુદન તણા સુર સાંભરે, ગળે અશ્રુઓ નેને ;
અમર ભૂમિના સંત ઓલિયા.

અગનપલિતો કરમાં લઇ નિજનું બધું યે પ્રજાળે,
ખાખ ઉડાવે તેમ અંગમાં શાંતિ અદ્ભુત ભાળે ;
અમર ભૂમિના સંત ઓલિયા.

એ શાંતિ હદબેહદ ભરી, કાળના માપ ન માપે ;
ઉપાડયાં ત્રિભુવન પાવલાં, વધતાં આગે જ આગે ;
અમર ભૂમિના સંત ઓલિયા.

## ૯૨

શૂરા સંત કોઇ ચિન્હે બ્રહ્મને, અનર અહમપદને ટાળે,
મગન મસ્ત થઇ ફરે ફકીરા, અલખઅખાડામાં મહાલે.

બની મોકળા રાગરોગથી બધાં કર્મનાં બી બાળે,
મન-ઇંદ્રિયનો વેગ શમાવી ચંચળ ચિત્તને પરજાળે.

સ્થૂલના રસને ઠેલું મારે, પ્રેમધર્મ હૃદયે પાળે,
શીલસંતોષમાં શૂરાપૂરા, હક બોલે, સત પથ ચાલે.

અટન કરે નહિ, રહે એકલા, કોઇ શું દિલ ના દિલ ભેળે,
નિર્બંધ યોગી અટંકી એવા નિજાનંદગા નિત્ય ખેલે.

જપે અજપા જાપ સદા યે, હરખે અનહદમાં ચાલે,
પીએ પ્રેમરસ, ચઢે ખુમારી, ઉતરે નહિ એ કોઇ કાળે.

તાળી લગાવે ગગનગુફામાં, અધર તખ્ત આસન વાળે,
મહાવર્તી એ સ્વતંત્ર વર્તે, બ્રહ્મદર્શી બ્રહ્મમાં મહાલે.

## ૪૩

અલખ નિરંજનનો જૂનો ગગનઅખાડો ;
અચળ મહાયોદ્ધા એમાં અનંત અખાડો ;
અલખ નિરંજનનો.

વ્યાયામ કરતા ગયા જુગજુગ વીતી ,
નિયમિત અચળ પ્રભુમાં કરતાં પ્રતીતિ ,
અલખ નિરંજનનો.

હગલે ને હગલે એને પ્રેમ ઝરે શો !
અનહદ ધુનની શી બહાર મચવતો !
અલખ નિરંજનનો.

એ ધુન સાથે જો જીવ ! ધુન તારી ભેળે ,
જન્મમરણથી તું મુક્ત થાય મેળે ;
અલખ નિરંજનનો.

## ૪૪

નિજ રુધિરને યજ્ઞ તૃપ્ત કરી જય લો
સુગ મહ કરીને લગન , શુન્ય ભેદી [illegible]

મારી જ્ઞાનસ્મૃતિ ફરી જાગી ,
આજ બંધ નયન ઉઘડિયાં ;
મારી ગયેલ સમૃદ્ધિ લાધી ,
આજ બંધ નયન ઉઘડિયાં. ૨૯

વ્હાલિડા ! સોહાગેડી આ મગતાની તોડી
મ્હારી સુરતા પ્રહ્મે જોડી ;
આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા ! તિમિર ઘોરના કાજળ કૂડા,
એમાં હતા ભૂતડાં ભૂત,
આજ બંધ નયન ઉઘડિયાં

વ્હાલિડા ! અંધઅજવાસે ભૂત ગયા ફીટી,
મેં તો અમન્મ-ગી દીઠી,
આજ બંધ નયન ઉઘડિયાં

વ્હાલિડા ! ઘોર અંધે આ વ્યોમ તૂટી પડતું,
મારે શિરે ખડ્ગ વીંઝતું,
આજ બંધ નયન ઉઘડિયાં

વ્હાલિડા ! એ તો પીયૂષની ઝરે વૃષ્ટિ,
રસ અજબ ઝરે કંઇ સૃષ્ટિ,
આજ બંધ નયન ઉઘડિયાં

વ્હાલિડા ! ઘેગ ઘૂવડ ઘૂરકતા'તા,
સતી સંધ્યા શુન્ય કરતા,
આજ બંધ નયન ઉઘડિયાં

વ્હાલિડા ! ઘૂવડ ફીટી કોયલ મસ્ત ગાતી,
આ ઉરે હવક ન સમાતી,
આજ બંધ નયન ઉઘડિયાં.

વ્હાલિડા ! ભ ના વ્યાળો તિમિરમાં ફૂફાડા,
એહ મુખથી વરસતી જ્વાળા,
આજ બંધ નયન ઉઘડિયાં

વ્હાલિડા ! વ્યાળ ફીટી બન્યા એ અમૃતઝરણાં,
દવે અખંડ બ્રહ્મની કરુણા,
આજ બંધ નયન ઉઘડિયાં

વ્હાલિડા! ધરતી વ્યોમ ન દિશ એકે દીસતી,
કંઇ વનવેલી ન વિરમતી;
આજ બંધ નયન ઉઘડિયાં

વ્હાલિડા! ડાળી ડાળી સૃષ્ટિની રહી ઝૂલી,
નિજ ઉલ્લાસે રહી ફૂલી,
આજ બંધ નયન ઉઘડિયાં.

## ૯૫

અનંતતાના અંશ અનંતતામાં જોડવી
સુગમતમ નિઃશંક હૃદયે વિરલા માણુરો

ભટકતો ફરૂં સદા તુજ નામ ઉપરે ;
બાતિલ જહાંથી થયો તુ નામ ઉપરે.

લૂટાવી બાદશાહી, કોડી હાથ ના અડે,
ફકીર થઇ ફાકા કરૂં તું નામ ઉપરે

ખજીના અખૂટ સૂર્યચંદ્રતારાના,
ઉડાવું એની રોશની તું નામ ઉપરે

અનિલલહરે ઝૂલતા આ વિટપ બાહુડાં,
કરૂં અદીઠ આંખથી તુ નામ ઉપરે

સુમનસુમન ભૃંગ તણી ધુન જામતી,
બજાવું એહ વડકી તુ નામ ઉપરે

વિહંગના આલાપ વન ગજાવતા મીઠા,
ઉતારૂં એથી આરતી તુ નામ ઉપરે

અમરાવતીના ગોખ સમો રાજમહેલ આ
એનો હવે હવન કરું તું-નામ ઉપરે.

પુનિત ભાવથી ભરેલ સ્વર્ગકુંપરનો
સર્વ એ ઓવારું હું તું-નામ ઉપરે.

જલાવું હાડકાષ્ટ રૂધિરથી ટોમી હોમી,
આહૂતિ અંગની દઉં તું-નામ ઉપરે.

દમબદમ હું લખજાપનેય જપી જપી
કુરબાની ત્રિભુની કરું તું-નામ ઉપરે.

## ૯૬

જામે માઝમ રાત, સૃષ્ટિ યે શૂન્યમાં શમી;
એમાં અચળ નિવાત રોશની સુર જમાવતો.

દીપક કરે રે, દિલમાં દીપક કરે,
 મારો સાધુ દિલમાં દીપક કરે એ છ. ટેક.

મધ્ય રાત્રિના મેદાનમાં રે નવ ખંડ નિદ્રા કરે;
આપે જલાવી જ્યોતને અંતરપડળ હરે;
 મારો સાધુ દિલમાં દીપક કરે એ છ.

પહાડી પવન કર્યો પાધરો રે, ફૂંકયો તિમિરદળે;
ઝપટ આવરણ એ દીપને કોઇ દી પાછો ન કરે;
 મારો સાધુ દિલમાં દીપક કરે એ છ.

ઉડુગણુ શશી રવિ ફૂટીને રે છણી સ્નેહ નિજ કરે,
ફ્ર્યા તિમિરે ફૂંકી દઇ દીવેલ સભર ભરે ;
માશે સાધુ દિલમાં દીપક કરે એ ૭.

કાળ કગાડી કાપિયો રે એની ઝાળે જળે ,
ફૂદાંઓ વિધવિધ વિશ્વનાં એમાં ઉડતાં બળે ;
મારો સાધુ દિલમાં દીપક કરે એ ૭.

ઘટડાં ઉજ્જ્વળાં કરી ગયો , આત્માની જ્યોતિઓ ઝગે ;
પ્રિભુ તલપ બધી બૂઝવી નિસ નિસ નમણો કરે :
મારો સાધુ દિલમાં દીપક કરે એ ૭.

## ૧

અલખ સુરદરબાર ચિત્તવૃત્તિ નવ સંચરે ;
બંધ થયેલાં બાર કેમ કરૂં કહે ઉઘડે !

અલખ નિરંજન આવો, મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી ;
સ્નેહપાત્ર સભર રસ ભરિયું, નેહનીધાએ પ્રગટાવો,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

આ ઉરપાત્ર મેં વિરાગઅગનમાં ફરી ફરી જ્વાળે પકાવ્યું રે જી ;
તારા વિરહના અંશ્રુરૂધિરે અનહદ પાણી ચઢાવ્યું,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

અહમ્ સાથ મંસ્કારધાતુ લઈ બ્રહ્મએરણે ચઢાવ્યું રે જી ;
જ્ઞાનહથોડે ટીપી ટીપીને અનુપમ પાત્ર બનાવ્યું,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

'તુ હી તુ હી' પોકાર-યંત્ર પર દમ પર દમ લગાવ્યું રે જી ;
સ્વર્ગભુવનના રસાયનોથી ઘસી ઘસી સાફ ઉજાળ્યું,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

પરમ શુદ્ધ થયું, સ્થૂલની રેખા એક રજ પે નહિ એમાં રે જી ;
ચંદ્ર સૂર્ય ને ગગનતારલા પ્રગટ ઝળકતા જેમાં,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

આવ, આવ, ઓ નૂયનના તારા ! હૃદયફૂલડે વધાવું રે જી ;
એક વખતનાં દર્શનમાં ત્રિભુ જન્મોજન્મ મુજ વારું,
મારા દાતા ! દિલમાં દીપક કરાવો રે જી.

૨

વીરા અલખઉપાસી ! આવો, સંત !
દિલની વાતો કરિયે ;
મૂકી મરી મર્યાદા છોડો તંત ,
દિલની વાતો કરિયે. ટેક.

વીરાજી, માગ ! બેહદ બ્રહ્મવિલાસો ,
હદમા રહ્યો કલ્પિતમાસો ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી માગ ! હદમાં નદીઓ સહુ વહેતી ,
બેહદ ઉદધિમાં વિલાતી ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! નદીઓ વર્ષામાં રમઝટ રમાડે ,
ઉન્હાળે ત્રાસ પડાવે ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! ઉદધિ અનંત લહરો એકધારી ,
ઋતુકાળ થકી વહે ન્યારી ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! નદીઓ પહાડે ખાણે અથડાયે ,
એ રંગોએ રંગાયે ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! ખીણો પહાડો સહુ ઉદધિમાં હોયે ,
કણ લેપી શકે નહિ કોયે ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! એ સંકેત સમાં જળ આજે,
  કાંઇ કામી અનેક પથ ગાજે ;
    સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! અનંત ઉદાર બ્રહ્મરસ દરિયો,
  એમાં રમે ત્રિભુ મરજીવો ;
    સંત ! દિલની વાતો કરિયે.

## ૩

અજર પ્યાલો સાધુ ! પ્રેમનો, મારા મનવા ! તું પી જા ;
સમરસ વસ્તુ ગગન ભરી, ઝળહળ જ્યોતે જામી જા ;
  અજર પ્યાલો સાધુ ! પ્રેમનો.

સૂર્ય ચંદ્ર બે મેળવી બ્રહ્માંડપ્રાણે ભળી જા ;
ચંચળ ચિત્તને નિશ્ચળ કરી અલક્ષે લક્ષ લઇ જા ;
  અજર પ્યાલો સાધુ ! પ્રેમનો.

પ્રગટ છે ઘટમાં એ પ્રભુ, અનહદ કરતો અવાજ ;
બાહર સુર બંધ પાડીને એ અવાજે ભળી જા ;
  અજર પ્યાલો સાધુ ! પ્રેમનો.

મમતા બધી યે મુકી પરી છૂટો ગ્રાહિત થઇ જા ;
હું-પદને યે હોમીને શુન્યપારે સીધો જા ;
  અજર પ્યાલો સાધુ પ્રેમનો

સૂરતુપનની ઉપરે નિરંજન તેજઅપારા,
સુરતાનાં ચક્ષુ ખોલીને દિલબર કરી લે દેદાર ;
  અજર પ્યાલો સાધુ ! પ્રેમનો.

## ૨

વીરા અલખઉપાસી ! આવો, સંત !
દિલની વાતો કરિયે ;
મૂકી મહી મર્યાદા છોડો તંત ,
દિલની વાતો કરિયે. ટેક.

વીરાજી માગ ! બેહદ બ્રહ્મવિલાસો ,
હદમા રહ્યા દ્રષ્ટિતમાસો ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી માગ ! હદમાં નદીઓ સહુ વહેતી ,
બેહદ ઉદધિમાં વિલાતી ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! નદીઓ વર્ષામાં રમઝમ રમાડે ,
ઉન્હાળે ત્રાસ પડાવે ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! ઉદધિ અનંત લહરો એકધારી ,
ઋતુકાળ થકી વહે ન્યારી ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! નદીઓ પહાડે ખાણે આથડાયે ,
એ રંગોએ રગાયે ;
સંત ! દિલની વાતો કરિયે.

વીરાજી ! ખીણો પહાડો સહુ ઉદધિમાં હોયે ,
કણ લેપી શકે નહિ કો યે ;
સંત ! દિલની વાતો કરિયે.

